"આ પૂસ્તિકાને રખડતી મૂકી આશાતના કરવી નહિ."

★ સ્વ: લીલાવતી ગાંધીના સ્મરણાર્થે ભેટ ★

## —: શ્રી. ધાર્મીક જીવન સાર :—

# વિધિ સંગ્રહ



—: પ્રકાશક :—


શાન્તિલાલ. સી. ગાંધી.
માદલપુર એલીસબ્રીજ. અમદાવાદ.



આવૃત્તિ પહેલી — પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯ — વિ. સં. ૨૪૬૭


મૂલ્ય : નિત્ય ઉપયોગ

# આ પુસ્તિકા સંબંધી

કોઈને આ પુસ્તિકા જોઈ પ્રશ્ન થશે કે આવી એકલી જ વિધિઓ શા માટે? અને એ પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે. પરંતુ આ રીતે પુસ્તિકા પ્રગટ કરવા પાછળ એક ઉદ્દેશ રહેલો છે. અત્યારે સૂત્રોવાળાં પુસ્તકો બજારમાં ઘણાં જ મળે છે. એ ઉપરાંત ગામડાંઓમાં તો દરેક સ્ત્રીપુરુષને આવશ્યક સૂત્રો કંઠસ્થ જ હોય છે; પરંતુ જ્યાં ત્યાં એની વિધિની બિનઆવડત તરત જણાઈ આવે છે. દરેક પુસ્તકમાં વિધિ હોય છે, પણ સરળતાને ખાતર, નિત્ય આવશ્યક વિધિઓને આ રીતે જુદી, આ નાનકડી પુસ્તિકામાં છપાવેલ છે.

'સામાયિક' એ દરેકને બે ઘડીની શ્રાવકની ક્રિયા છે. તો દેવસિ-રાઈ સાંજ સવારના, તે દરમિયાન થયેલ પાપના પ્રાયશ્ચિત માટેની ક્રિયા છે એટલે હંમેશાં ઉપીયોગી નીવડે, એ દૃષ્ટિ નજર સામે રાખી આ પુસ્તિકા આ રીતે તૈયાર કરી છે; વધુમાં પચ્ચખાણ, સ્નાત્રપૂજા વગેરેની વિધિ પણ આપેલી છે.

વિધિ અહીં આપી છે—આચારમાં મૂકવાનું તો દરેક વ્યક્તિ પર અવલંબે છે. આશા રાખું છું કે આ નાનકડી પુસ્તિકાનો સદ્‌ઉપયોગ જ થશે.

ઝવેરીવાડ, અમદાવાદ
તા. ૧૨–૧–૪૧

લી. સેવક
કાંતિલાલ કેશવલાલ રુવાલા.

"આ પુસ્તિકાને રખડતી મૂકી આશાતના કરવી નહિ."

★ સ્વ: લીલાવતી ગાંધીના સ્મરણાર્થે ભેટ ★

## -: શ્રી. ધાર્મીક જીવન સાર :-

# વિધિ સંગ્રહ



અર્હન્તો ભગવંત ઈંદ્રમહિતા સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા:
આચાર્યા જીનશાસનો ન્નતિકરા: પૂજ્યા ઉપાધ્યાયકઃ
શ્રી. સિદ્ધાંતસુપાઠકા મુનિવરા રત્નત્રયા રાધકા:
પંચૈતે પરમેષ્ટિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્ ॥૧॥




—: પ્રકાશક :—

શાંન્તિલાલ. સી. ગાંધી.

માદલપુર એલીસબ્રીજ, અમદાવાદ.

આવૃત્તિ પહેલી : : પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૭ : : વિ. સં. ૨૪૬૭

મૂલ્ય : નિત્ય ઉપયોગ

મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ ધી વીરવિજય પ્રીં. પ્રેસ,
સલાપોસ ક્રોસ રોડ—અમદાવાદ.

## સ્વ. લીલાબેન ગાંધીનો ટુંક

# -:જીવન પરિચય:-

——:૦:——

સ્વર્ગસ્થનો જન્મ ગોધરામાં શ્રીમાન શાહ પાનાચંદ મગનલાલને ત્યાં સંવત ૧૯૭૪ ના મહા સુદ ૨ ના રોજ થયો હતો. તેમનું લગ્ન સંવત ૧૯૯૩ ની સાલમાં થયું હતું. લગ્ન બાદ તેમણે પોતાના જીવનને ઘણુંજ ઉચ્ચ સંસ્કારમય બનાવ્યું હતું તેમ તેઓ સુસંસ્કારી અને વિશાળ ભાવનાવાળાં હતાં તેમ તેઓ ધર્મ પ્રત્યે પણ પૂર્ણપ્રેમ ધરાવતાં હતાં. ખાસ કરીને તેઓ ખાદીના હિમાયતી હતાં.

સદ્ગતના સ્મરણાર્થે આ લઘુ પુસ્તિકા અર્પણ કરી છે અને હવે પછી આવી પુસ્તિકા પ્રતિવર્ષે જુદા જુદા વિષયો ઉપર સદ્ગતના સ્મરણાર્થે બહાર પડે તેવી આશા રાખું છું.

તા. ૧૨-૧-૧૯૪૧ } લી. સેવક
કાંતીલાલ કેશવલાલ રુવાળા

# સ્વ. લીલાબ્હેન ગાંધી.

એલીસબ્રીજ, અમદાવાદ.



જન્મ: ૧૯૭૪ ના માહ સુદ ૨.

સ્વર્ગવાસ: ૧૯૯૭ ના માગશર સુદ

Krishna Printery, Ahmedabad.

## સ્નાત્ર-વિધિ.

૧. પ્રથમ ત્રણ ગઢને બદલે સુંદર ત્રણ બાજોઠ મૂકી તે ઉપર સિંહાસન મૂકવું.

૨. પછી નીચેના બાજોઠ ઉપર વચમાં કેસરનો સાથીયો કરી ઉપર ચોખા પુરીને શ્રીફળ મૂકવું.

૩. પછી તેજ બાજોઠ ઉપર કેશરના સાથીયા આગળ બીજા ચાર સાથીયા કરી તે ઉપર ચાર કળશ પંચામૃત ભરી દરેક કળશને નાડાછડી બાંધીને મૂકવા.

૪. સિંહાસનના મધ્ય ભાગમાં કેશરનો સાથીયો કરી ચોખા પુરી રૂપાનાણું મૂકી ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુના પ્રતિમાજી પધરાવવા.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથીયો કરી તેના ઉપર સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસીકા સુધી ઉંચો ઘીનો દીવો મૂકવો.

૭. પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાંધી હાથમાં પંચામૃત ભરેલો કળશ લઈ ત્રણ નવકાર ગણી પ્રભુજીને તેમજ સિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮. પછી વાળાકુંચી કરી પાણીનો પખાળ કરી ત્રણ અંગલુહણા કરી કેસર વડે પૂજા કરવી.

૯. પછી હાથ ધુપી પોતાના જમણા હાથની હથેળીમાં કેસરનો ચાંદલો કરવો.

૧૦. પછી કુસુમાંજલીનો થાળ લઈ સ્નાત્રીયાઓએ ઉભા રહેવું.

---

## સ્નાત્ર પૂજામાં જરૂર પડતી ૩૪ વસ્તુઓના નામવાર દુહા.

ત્રણઆજોઠ, સિંહાસને, થાપી કળશો, થાળ,
ચામર, દર્પણ, ઘંટને, આરતી, મંગળ, સાર,
વાળાકુંચી, કેસર, પાણી, અંગ પખાળ,
અંગલુહણા, દૂધ, દહીં, અને, ઘી, સાકર, સોહાય,
નાડાછડી, કંકુ, લઈ, ચોખા, મીઠું, ધાર,
માટી, પણ આગે ધરી, શ્રીફળ, કપૂર, ઉજાસ,
રૂપાનાણું, મેળવી, ફૂલ, ધૂપ, મનોહાર,
બેપૈસા, પણ મૂકીને, ચંદરવો, શોભાવ,
તોરણ, પંખો, ફેરવી, અગ્નિ, દીપક, ધાર,
ફાનસ, પણ સાથે લઈ, ભાવધરો મનોહાર,
એમ ચોત્રીસે વસ્તુથી, જે કરશે આ સ્નાત્ર,
પામે સુખ સંસારના, ફળશે વાંછીત આશ,

## સામાયિક લેવાની વિધિ

સામાયિક કરવામાં જોઈતી વસ્તુઓ—

શુદ્ધ વસ્ત્ર, કટાસણું, મુહપત્તિ, સાપડો, પુસ્તક, ચરવળો ઘડી, નવકારવાળી.

પ્રથમ શુદ્ધ વસ્ત્ર પહેરી,

ચરવળાથી જગ્યા પુંજી, શુદ્ધ કરી,

ઊંચે આસને સ્થાપનાચાર્ય અથવા પુસ્તક સાપડા પર મૂકી.

---

નોંધ—નીચે લીટી કરેલ વસ્તુઓ ગણવી તો બરાબર ચૌત્રીશ વસ્તુઓ મળી રહેશે.

મુહપત્તિ ડાબા હાથમાં રાખીને, જમણો હાથ સ્થાપનાજી સન્મુખ ( સામે ) રાખી વિધિ શરૂ કરવી.

નવકાર, પંચિંદિય કહીને સ્થાપનાજી સ્થાપવા.

પછી એક ખમાસમણ દઈને ઈરિયાવહિયં, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પાળીને ( નમો અરિહંતાણં કહીને ) પ્રગટ લોગસ્સ બોલી એક ખમાસમણ દેવું.

પછી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં. કહીને મુહપત્તિ પડિલેહવી.

પછી એક ખમાસમણ દઇને 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહુ ? ઈચ્છં'. કહી—

બે હાથ જોડી, એક ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં ? ઈચ્છં'. કહી–બે હાથ જોડી એક નવકાર ગણવો.

પછી, 'ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી.' એમ કહી ગુરૂ અથવા વડિલ હોય તેમની પાસેથી 'કરેમિ ભંતે સૂત્ર' સાંભળવું અને કોઈ ન હોય તો પોતે બોલવું.

પછી, એક ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું ? ઇચ્છં.' કહી, એક ખમાસમણ દઈ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં ? ઈચ્છં.' કહેવું.

પછી, એક ખમાસમણ દઈ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગ-

વન્! સજ્ઝાય સંદિસાહું, ઈચ્છં' કહી એક ખમાસમણ દઈ, ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરું! ઈચ્છં,' કહી બે હાથ જોડી ત્રણ નવકાર ગણવા.

પછી, બેઘડી અથવા અડતાલીસ (૪૮) મિનિટ સુધી ધર્મધ્યાન કરવું.

## સામાયિક પાળવાનો વિધિ.

એક ખમાસમણ દઈને, ઈરિયાવહિયં, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહી, એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

કાઉસ્સગ્ગ પારીને (નમો અરિહંતાણં કહીને) પ્રગટ લોગસ્સ બોલી એક ખમાસમણ દેવું.

પછી, 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું? ઈચ્છં,' કહીને મુહપત્તિ પડિલેહવી.

પછી, એક ખમાસમણ દઈને, 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારું! યથાશક્તિ.' એમ કહી એક ખમાસમણ દઈ, 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું? તહત્તિ.' એમ કહીને, જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર સ્થાપી, એક નવકાર ગણી, સામાઇઅ-વય-જુત્તો સૂત્ર કહેવું.

(આચાર્ય ન હોય અને સામાયિક લેતાં સ્થાપના સ્થાપેલ હોય તો) જમણો હાથ સવળો રાખી એક નવકાર ગણી ઊભા થવું ને સ્થાપનાચાર્ય યોગ્ય સ્થાને મૂકવા.

---

# દેવસિ પ્રતિક્રમણનો વિધિ.

૧ પ્રથમ સામાયિક લેવું.

૨ પછી પાણી વાવર્યું હોય તો મુહપતિ પડિલેહવી.

૩ આહાર વાવર્યો હોય તો વાંદણાં બે દેવાં. બીજા વાંદણામાં આવસ્સિયાએ એ પાઠ ન કહેવો.

૪ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું.

૫ પછી ખમાસણ દઈ, ઈચ્છાકારેણ૦ કહી વડેરાએ અથવા પોતે ચૈત્યવંદન કહીને જં કિંચિ કહેવી ॥

૬ પછી નમુથ્થુણં કહી ઊભા થઇને અરિહંતચેઈયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોર્હત્૦ કહીને પ્રથમ થોય કહેવી ॥ પછી

૭ લોગસ્સ કહેવો, સવ્વલોએ અરિહંતચેઇયાણં અન્નથ્થ૦ કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને બીજી થોય કહેવી ॥ પછી

૮ પુખ્ખરવરદી કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં૦ વંદણ૦ અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને ત્રીજી થોય કહેવી ॥ પછી

૯ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી ॥ વેયાવચ્ચગરાણં૦ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હત્-કહી ચોથી થોય કહેવી ॥ પછી

૧૦ બેસીને નમુથ્થુણં કહેવું ॥ પછી

૧૧ ચાર ખમાસમણ દેવાપૂર્વક ભગવાન, આચાર્ય, ઉપા-

ધ્યાય, સર્વ સાધુ પ્રત્યે થોભવંદન કરવું ॥ પછી

૧૨ ઇચ્છાકારેણ૦ ॥ 'દેવસિએ પડિક્કમણે ઠાઉં ? એમ કહી જમણો હાથ ચરવળા કે કટાસણા ઉપર થાપી 'ઇચ્છં, સવ્વસ્સવિ દેવસિઅં૦' કહેવું ॥ પછી

૧૩ ઊભા થઇ કરેમિ ભંતે ॥ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી.

૧૪ પાંચ આચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો. આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને પછી

૧૫ લોગસ્સ કહેવો ॥ પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહ-પત્તિ પડિલેહી વાંદણાં બે દેવાં ॥

૧૬ પછી ઊભા થઇને 'ઇચ્છાકા૦ ॥ દેવસિઅ આલોઉં ? ॥ ઇચ્છં આલોએમિ ॥ જો મે દેવસિઓ૦' કહીને

૧૭ સાત લાખ કહેવા. પછી અઢાર પાપસ્થાનક કહી, આલોવીને

૧૮ સવ્વસ્સવિ દેવસિઅ૦ કહી

૧૯ બેસીને એક નવકાર, કરેમિભંતે, ઇચ્છામિ પડિક્ક-મિઉં કહીને.

૨૦ વંદિત્તુ કહી બે વાંદણાં દેવાં ॥ પછી

૨૧ 'અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં, ખામીને વાંદણાં બે દેવાં ॥ પછી ઊભા થઈ

૨૨ આયરિઅ ઉવજ્ઝાએ૦ કહીને 'કરેમિ ભંતે ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ કહી તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ ॥ કહી

૨૩ બે લોગસ્સ કે આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને

૨૪ લોગસ્સ કહેવો, પછી સવ્વલોએ અરિહંતચેઈયાણું૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને

૨૫ પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ૦ વંદણ૦ અન્નત્થ૦ કહી, એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી, સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને નમોઽર્હત્૦ કહી પુરુષે સુઅદેવયાની થોય અને સ્ત્રીએ કમલદલની થોય કહેવી ।। પછી

૨૭ ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારીને નમોઽર્હત્૦ કહી, ક્ષેત્રદેવતાની થોય સ્ત્રી તથા પુરુષે કહેવી, પછી

૨૮ પ્રગટ એક નવકાર ગણી, બેસીને

૨૯ છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહી બે વાંદણાં દેવાં. પછી

૩૦ 'સામાયિક, ચઉવ્વિસત્થો, વાંદણાં, પડિક્કમણું, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે જી' ।। એમ કહી છ આવશ્યક સંભારવા ।। પછી

૩૧ ઇચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં કહી નમોઽર્હત્ કહીને પુરુષ 'નમોઽસ્તુ વર્દ્ધમાનાય' કહે સ્ત્રી સંસારદાવાની ત્રણ થોયો કહે ।। પછી

૩૨ નમુચ્થુણં કહી સ્તવન કહેવું, પછી

૩૩ વરકનક કહી ચાર ખમાસમણવડે ભગવાનાદિ વાંદવા. પછી

૩૪ જમણો હાથ ઉપધિ ઉપર થાપી અઢ્ઢાઈજ્જેસુ૦ કહેવું, પછી

૩૫ 'દેવસિઅ પાયચ્છિત્ત વિસોહણત્થં કાઉસ્સગ્ગ કરૂં ?' 'ઈચ્છં' અન્નત્થ૦ કહી ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો ॥ પછી

૩૬ પ્રગટ લોગસ્સ કહી બેસીને

૩૭ ખમાસમણુ બે દઈ, સજ્ઝાય કહેવી ॥ પછી એક નવકાર ગણીને, ખમાસમણુ દઈ

૩૮ 'ઇચ્છા૦ દુક્ખખઓ કમ્મક્ખઓ નિમિત્તં કાઉસ્સગ્ગ કરૂં ?' 'ઈચ્છં' અન્નત્થ૦ કહી સંપૂર્ણ ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો ॥ એક ગૃહસ્થે અથવા પોતે પારીને નમોઽર્હત્૦ કહી લઘુશાંતિ કહેવી ॥ પછી લોગસ્સ કહેવો.

૩૯ પછી ઇરિયાવહિ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો.

૪૦ પછી ચઉક્કસાય૦ નમુત્થુણં૦ કહી, જાવંતિ બે કહી ઉવસગ્ગહરં, જયવીયરાય કહી, ખમાસમણુ દઇ આદેશ માગી મુહપત્તિ પડિલેહવી, પછી ઇચ્છામિ૦ 'ઇચ્છાકા૦ સામાયિક પાર્યું ?' 'યથાશક્તિ' ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયિક પાર્યું' 'તહત્તિ' કહી

૪૨ જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી એક નવકાર ગણીને 'સામાઈઅવયજુત્તો' કહેવો અને સામાયિકના બત્રીશ

દોષો માટે મિચ્છામિ દુક્કડં દેવો ॥ પછી

૪૩ થાપેલી સ્થાપના હોય તો સવળો હાથ રાખી એક નવકાર ગણવો.

## ઇતિ દેવસિ પ્રતિક્રમણ વિધિ.

---

## રાઇ પ્રતિક્રમણનો વિધિ.

૧ પ્રથમ પૂર્વે રીતે સામાયિક લેવું ? પછી

૨ ‘ રાઈપાયચ્છિત્ત ઓઉડ્ડાવણીય કુસુમણિ દુસુમિણ નિમિત્તં કાઉસ્સગ્ગ કરું ? ’ ઇચ્છં કહી ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી, પ્રગટ લોગસ્સ કહેવો ॥ પછી

૩ ખમાસમણ દઈ જગચિંતામણિનું ચૈત્યવંદન જય વીયરાય સુધી કહેવું ॥ પછી

૪ ચાર ખમાસણ દઈ ભગવાન, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ પ્રત્યે વાંદવા ॥ પછી

૫ ખમાસણ બે દઈ સજ્ઝાયનો આદેશ માગી એક નવકાર ગણીને ભરહેસરની સજ્ઝાય કહીં નવકાર એક ગણવો ॥પછી

૬ ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહેવો ॥ પછી ‘ઇચ્છાકારેણ૦ રાઇપ્રતિક્રમણે ઠાઉં ? ’ કહી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપીને

૭ સવ્વસ્સવિ રાઈય દુચ્ચિંતિય૦ કહી ॥ પછી

૮ નમુથ્થુણં ॥ કરેમિ ભંતે કહી ॥ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી૦ અન્નથ્થ૦ કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી

૯ પ્રગટ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત૦ અન્નથ્થ૦ કાઉસ્સગ્ગ કરી, પારી

૧૦ પુખ્ખરવરદ્દી૦ સુઅસ્સ૦ અન્નથ્થ૦ વંદણ૦ કહી પાંચ આચારની આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી

૧૧ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહી વાંદણાં બે દેવાં. પછી ત્યાંથી તે અબ્ભુઠ્ઠિઓ ખામી વાંદણાં બે દઈએ ત્યાં સુધી દેવસિ પ્રતિક્રમણની રીતે કહેવું. પણ જે ઠેકાણે દેવસિયં આવે તે ઠેકાણે રાઇઅં કહેવું ॥ પછી

૧૨ આયરિઅ ઉવજ્ઝાએ૦ કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી૦ અન્નથ્થ૦ કહી તપચિંતવણી અથવા ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો ॥ પારીને

૧૩ પ્રગટ લોગસ્સ કહી, છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણાં દેવાં ॥ પછી

૧૪ તીર્થવંદના કરવી ( સકલતીર્થ કહેવું. ) પછી

૧૫ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. ॥ પછી

૧૬ 'સામાયિક ચઉવ્વિસત્થો, વાંદણાં, પડિક્કમણું. કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે જી? એમ કહી છ આવશ્યક સંભારવા ॥ તેમાં પચ્ચખ્ખાણ કર્યું હોય તો 'કર્યું છે જી' કહેવું, ધાર્યું હોય તો 'ધાર્યું છે જી' એમ કહેવું ॥ પછી ઇચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં, નમોઽર્હત્‌૦ કહી.

૧૭ વિશાલલોચન૦ કહી નમુત્થુણં૦ કહી અરિહંતચેઇઆણં૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હત્‌૦ કહી કલ્લાણકંદંની પ્રથમ થોય કહેવી ॥ પછી

૧૮ લોગસ્સ, પુખ્ખરવરદી; સિદ્ધાણં બુદ્ધાણં વિગેરે કહી અનુક્રમે ત્રણે થોયો કહેવી ॥ પછી

૧૯ નમુત્થુણં કહી ભગવાનાદિને ચાર ખમાસમણે વાંદવા॥પછી

૨૦ જમણો હાથ ઉપાધિ પર થાપી અઠ્ઠાઇજ્જેસુ૦ કહેવું॥પછી

૨૧ શ્રી સીમંધરસ્વામીનું ચૈત્યવંદન, સ્તવન, જયવીયરાય, કાઉસ્સગ્ગ, થોય પર્યંત કહેવું ॥ પછી

૨૨ ખમાસણ પૂર્વક શ્રી સિદ્ધાચલનું ચૈત્યવંદન, સ્તવન, જય વીયરાય, કાઉસ્સગ્ગ, થોય પર્યંત કહેવું ॥ પછી

૨૩ સામાયિક પારવાની વિધિ પ્રમાણે સામાયિક પારવું.

## પોરિસિ સાડ્ઢપોરિસિનું.

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅં પોરિસિં સાડ્ઢપોરિસિં મુટ્ઠિસહિયં પચ્ચખ્ખાઇ ॥ ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં ॥ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે ॥

## ચઉવિહાર તિવિહાર દુવિહારનું.

દિવસચરિમં પચ્ચખ્ખાઇ ॥ ચઉવ્વિહંપિ આહારં તિવિહંપિ આહારં દુવિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઇમં ॥ અન્નથ્થણાભોગેણં સહસાગરેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે ॥

## એકાસણું અને બેઆસણું.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં સાઢપોરિસિં પુરિમડ્ઢ મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ, આહારં, અસાણં, પાણં, ખાઇમં, સાઈમં, અન્નન્થણાભોગેણં. સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વિગઇઓ પચ્ચખ્ખાઇ, અન્નથ્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહથ્થસંસટઠેણં, ઉખ્ખિત્તવિવેગેણં, પડુચ્ચમખ્ખિએણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્સમાહિવત્તિયાગારેણં, એકાસણું, બિયાસણું, પચ્ચખ્ખાઇ, તિવિહંપિ આહારં, અસણં, ખાઈમં, સાઇમં, અન્નથ્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારેણં, ગુરૂઅબ્ભુટ્ઠાણેણં, પારિઠ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરઇ.

## આયંબિલ.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં પોરિસિં સાઢપોરિસિં મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં,

અસણું, પાણું, ખાઈમં, સ.ઈમં, અન્નત્થણાભોગેણં, સહ-સાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહ-ત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, આંયંબિલં પચ્ચખ્ખાઈ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહત્થસંસ-ટ્ઠેણં, ઉક્ખિત્તવિવેગેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, એગાસણં પચ્ચખ્ખાઇ, તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઈમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારણેણં, ગુરુઅ-બ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં સવ્વસમા-હિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા વોસિરઇ.

## ચૈત્યવંદનનો વિધિ.

પ્રથમ, ત્રણ ખમાસમણા દેવાં, પછી ડાબો ઢીંચણ ઉભો કરવો.
'સકલકુશલવલ્લી' કહી એક ચૈત્યવંદન કહેવું.
'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન! ચૈત્યવંદન કરું? ઇચ્છં.' કહી—

પછી, જં. કિંચિ કહી, નમુ.થુ ણં તે જાવંતિ ચેઈઆઈ કહી, એક ખમાસમણ દેવું.

પછી, જાવંત કેવિ સાહૂ કહી, નમોડર્હત્ કહેવું.

પછી, સ્તવન કહેવું. સ્તવન ન આવડે તો ઉવસગ્ગહરં સૂત્ર કહેવું.

પછી, બે હાથ મસ્તકે ધરી, જય વીરરાય સૂત્ર અર્ધે સુધી કહેવું.

'આભવખંડા' એ પદથી બે હાથ નીચા લલાટ સુધી ધરી જય વીરરાય સૂત્ર પૂરું કરવું.

પછી ઉભા થઈ, અરિહંત ચેઈયાણું કહી, અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

પછી, કાઉસ્સગ્ગ પારીને નમોઽર્હત્ કહીને થોય કહેવી. પછી, એક ખમાસમણુ દેવું.

## ચૈત્યવંદન કરતાં પહેલાં બોલાતું સૂત્ર

સકલકુશલવલ્લિપુષ્કરાવર્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ
ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિ હેતુઃ
સંભવતુ સતતવઃ શ્રેયસે શાન્તિનાથઃ
—શ્રેયસે પાર્શ્વનાથઃ

# શ્રી નેમનાથનો સલોકો.

સરસ્વતી માતા હું તુમ પાય લાગી, દેવ ગુરૂતણી આજ્ઞા માગી; જિંહા અગ્રે તું બેસજે આઈ, વાણી તણી તું કરજે સાઈ. ૧. આઘો પાછો કોઈ અક્ષર થાવે, માફ કરજો જે દોષ કાંઇ નાવે; તગણ સગણ ને જગણના ઠાઠ, તે આદે દઇ ગણે છે આઠ. ૨. કીયા સારા ને કીયા નિષેધ, તેનો ન જાણું ઉંડાર્થ ભેદ; કવિજન આગળ મારી શી મતિ, દોષ ટાળજો માતા સરસતી. ૩. નેમજી કેરો કેશું સલોકો, એક ચિતેથી સાંભળજો લોકો; રાણી શિવાદેવી સમુદર રાજા, તસ કુળ આવ્યા કરવા દીવાજા. ૪. ગર્ભે કાર્તિક વદિ બારસે રહ્યા, નવ મસવાડા આઠ દીન થયા; પ્રભુજી જનમ્યાની તારીખ જાણું, શ્રાવણ શુદિ પાંચમ ચિત્રા વખાણું. ૫. જનમ્યા

તણી તો નોબત વાગી, માતા પિતાને કીધાં વડભાગી; તરિયા તોરણુ બાંધ્યાં છે બાર, ભરી મુક્તાફળ વધાવે નાર. ૬ અનુક્રમે પ્રભુજી મ્હોટારે થાય, ક્રીડા કરવાને નેમજી જાય; સરખે સરખા છે સંઘાતે છોરા, લટકે બહુ મુલ્લા કલગી તોરા ૭. રમત કરતા જાય છે તિહાં; દીઠી આયુધશાળા છે જિહાં; નેમ પુછે છે સાંભળો ભ્રાત, આ તે શું છે રે કહો તમ વાત. ૮ ત્યારે સરખા સહુ બોલ્યા ત્યાં વાણુ, સાંભળો નેમજી ચતુર સુજાણુ; તમારો ભાઈ કૃષ્ણુજી કહીયે, તેને બાંધવા આયુધ જોઈએ. ૯ શંખ ચક્ર ને ગદા એ નામ, બીજો બાંધવ ઘાલે નહીં હામ; એ હવે બીજો કોઇ બળીઓ જો થાય, આવા આયુધ તેણે બંધાય. ૧૦ નેમ કહે છે ઘાલું હું હામ, એમાં ભારે શું મ્હોટું છે કામ; એવું કહીને શંખ જ લીધો, પોતે વગાડી નાદ જ કીધો. ૧૧ તે ટાણે થયા મ્હોટા ડમડોલ, સાગરના નીર ચઢયા કલ્લોલ; પરવતની ટુંકો પડવાને લાગી, હાથી ઘોડા તો જાય છે ભાગી. ૧૨ ઝબકી નારીઓ નવ લાગી, વાર તુટયા નવસરા મોતીના હાર; ધરા ધ્રુજે ને મેઘ ગડગડીઓ મ્હોટી ઈમારતો તુટીને પડીયો. ૧૩ સહુના કાળજા ફરવાને લાગ્યા, સ્ત્રીઓ ને પુરૂષ જાય છે ભાગ્યા; કૃષ્ણુ ને બલભદ્ર ।કરે છે વાત, ભાઈ શો થયો આ તે ઉત્પાત. ૧૪ શંખનાદ તો બજે નવ થાય, એહવો બળીયો તે કોણુ કહેવાય; કાઢો ખબર આ તે શું થયું, ભાગ્યું નગર કે કોઇ ઉગરીયું. ૧૫ તે ટાણે કૃષ્ણુ પામ્યા વધાઈ, એ તો તમારો નેમજી ભાઇ; કૃષ્ણુ પૂછે છે તેમને વાત, ભાઈ શો કીધો આ તેં ઉત્માંત. ૧૬ નેમજી કહે સાંભળો હરિ, મેં તો અમસ્તી રમત કરી; અતુલી બળ દીઠું નાનુડે વિષે, કૃષ્ણુજી

જાણે એ રાજને લેશે. ૧૭ ત્યારે વિચાર્યું દેવ મોરારિ, એને પરણાવું સુંદર નારી; ત્યારે બળ એનું ઓછું જો થાય, તો તો આપણે અહીં રહેવાય. ૧૮ એવો વિચાર મનમાં આણી, તેડયા લક્ષ્મીજી આદે પટરાણી; જળક્રીડા કરવા તમે સહુ જાઓ, નેમને તમે વિવાહ મનાવો. ૧૯ ચાલી પટરાણી સરવે સાજે, ચાલો દેવરીયા નાવાને કાજે. જળક્રીડા કરતાં બોલ્યાં રૂકમણી, દેવરીયા પરણો છબીલી રાણી. ૨૦ વાંઢા નહિ રહીયે દેવર નગીના, લાવો દેરાણી રંગના ભિના; નારી વિના તે દુઃખ છે ઘાડું, કોણ રાખશે બાર ઉઘાડું. ૨૧ પરણ્યા વિના તો કેમ જ ચાલે, કરી લટકો ઘરમાં કોણ માલે; ચુલો ફુંકશો પાણીને ગળશો; વેલા મોડા તો ભોજન કરશો. ૨૨ બારણે જાશો અટકાવી તાળું આવી અસુરા કરશો વાળું; દીવાબતીને કોણજ કરશે, લીંપ્યા વિના વા ઉંકડા વળશે. ૨૩ વાસણ ઉપર તો નહીં આવે તેજ, કોણ પાથરશે તમારી સેજ; પ્રભાતે લુખો ખાખરો ખાશો, દેવતા લેવા સાજરે જાશો. ૨૪ મનની વાતે તો કોણને કહેવાશે, તે દિન નારીનો ઓરતો થાશે; પરોણા આવીને પાછા જાશે, દેશ વિદેશે વાતો બહુ થાશે. ૨૫ મોહોટાના છોરૂ નાનેથી વરીયા, મારૂં કહ્યું તો માનો દેવરીયા. ત્યારે સતભામા બોલ્યાં ત્યાં વાણ, સાંભળો દેવરીયા ચતુર સુજાણ. ૨૬ ભાભીનો ભરોંસો નાશીને જાશે, પરણ્યા વિના કોણ પોતાની થાશે; પહેરી ઓઢીને આંગણે ફરશે, ઝાઝાં વાનાં તો તમને કરશે. ૨૮ ઉંચા મન મન ભાભી કેરાં કેમ સહેશો, સુખદુઃખની વાત કોણ આગળ કહેશો; માટે પરણોને પાતળીયા રાણી, હું તો નહિ આપું નાવાને પાણી. ૨૯ વાંઢા દેવરને વિશ્વાસે રહીએ, સગા વહા-

લામાં હલકાં જ થઈએ; પરણ્યા વિના તે સુખ કેમ થાશે, સગાને ઘેર ગાવા કોણુ જાશે. ૨૯ ગણેશ વધાવા કેને મોકલશો, તમે જાશો તો શી રીતે ખલશો; દેરાણી કેરો પાડ જાણીશું! છોરૂ થાશે તો વિવા માણીશું. ૩૦ માટે દેવરીયા દેરાણી લાવો, અમ ઉપર નથી તમારો દાયો; ત્યારે રાધિકા આઘેરા આવી, બોલ્યા વચન તો મોઢું મલકાવી. ૩૧ શી શી વાતોરે કરો છો સખી, નારી પરણુવી રમત નથી, કાયર પુરૂષનું નથી એ કામ, વાવરવા જોઈએ ઝાઝેરા દામ, ૩૨ ઝાંઝર નપુરને ઝીણિ જવમાળા! અણુઘટ વીંછીઆ ઘાટે રૂપાળા પગપાને ઝાઝી ઘુઘરીઓ જોઈએ, મ્હોટે સાંકળે ઘુઘરા જોઈએ. ૩૩ સોના ચુડલો ગુજરીના ઘાટ, છલ્લા અંગુઠી આરિસા ઠાઠ; ઘુઘરી પોંચીને વાંક સોરી, ને ચંદન ચુંદડીની શોભા ભલેરિ ૩૪ કલ્લાં સાંકળાં ઉપર સિંહમોરા, મરકત બહુમુલા નંગ ભલેરા, તુશી પાટીયાં જડાવ જોઈએ, કાળીગાંઠીથી મનડું મોહિએ. ૩૫ કાંઠલી સોહીએ ઘુઘરીયાળી, મનડું લોભાયે જમણું ભાળી: નવસરો હાર મોતીની માળા, કાને ટંટોડા સોનેરી માળા. ૩૬ મચકણિયાં જોઈએ મુલ ઝાઝાનાં, ઝીણા મોતી પણ પાણી તાજાનાં, લીલ્લાવટ ટીલડી શોભે બહુ સારી, ઉપર દામણી મુલની ભારી; ચીર ચુંદડી ઘરચોળાં સાડી, પીલી પટોલી માગશે દહાડી, ૩૭ બાંટ ચીરડીઓ કસબી સોહિએ, દશરા દીવાળી પહેરવા જોઈએ; મોંઘા મુલના કમખા કહેવાય; એવડું નેમથી પૂરૂં કેમ થાય; ત્યારે લક્ષ્મીજી બોલ્યા પટરાણી; દીયરના મનની વાતો મેં જાણી. ૩૯ તમારૂં વયણુ માથે ધરીશું. બેઉનું પુરૂં અમો કરીશું; માટે પરણોને અનો-

પમ નારી, તમારો ભાઈ દેવ મોરારી. ૪૦ બત્રીસ હજાર નારી છે જેહને એકનો પાડ ચડશે તેહને; માટે હૃદયથી ફીકર ટાળો કાકાજી કેરૂં ઘર અજવાળો. ૪૧ એવું સાંભળી નેમ ત્યાં હસિયા, ભાભીના બોલ હૃદયમાં વસિયા; ત્યાં તો કૃષ્ણને દીધી વધાઇ, નિશ્ચે પરણશે તમારો ભાઈ; ઉગ્રસેન રાજા ઘેર છે બેટી, નાંમે રાજુલા ગુણની પેટી. ૪૨ નેમજી કેરો વિવાહ ત્યાં કીધો, શુભ લગ્નનો દિવસ લીધો; મંડપ મંડાવ્યા કૃષ્ણજીરાય; નેમને નિત્ય કુશેકાં થાય. ૪૩ પીઠી ચોળે ને માનની ગાય, ધવળ મંગળ અતિ વરતાય; તરીયા તોરણ બાંધ્યા છે બહાર, મળી ગાય છે સોહાગણ નાર. ૫૪ જાન સજાઈ કર ત્યાં સારી, હલબલ કરે ત્યાં દેવમોરારી; વહુવારૂ વાતો કરે છાની, નહી રહીયે ઘેર ને જાઇશું જાને. ૫૫ છપ્પન કરોડ જાદવનો સાથ, ભેળાં કૃષ્ણ બલભદ્ર ભ્રાત; ચડીયાં ઘોડલે મ્યાના અસવાર, સુખપાલ કરો લાધે નહિ પાર ૪૬ ઘોડવેલ ચારઠો બગીઓ બહુ જોડી, મ્યાના ગાડીએ જોતર્યા ધોરી; બેઠા જાદવ તે વેઢવાંકડીયા, સોવન મુગટ હીરલે જડિયા. ૪૭ કડાં પોંચીયો બાજુબંધ રશીયા, શાલો દુશાલો ઓઢે છે રસીયા; છપ્પન કોટી તો બરોબરીયા જાણું. બીજા જાનૈયા કેટલા વખાણું ૪૮ જાનડીઓ શોભે બાલુડે વેષે, વિવેક મોતી પરોવે કેશે; સોળ શણગાર ધરે છે અંગે, લટકે અલબેલી ચાલે ઉમંગે ૪૯ લીલાવટ ટીલી દામણી ચળકે જેમ વિજળી વાદળે ચળકે; ચંદ્રવદની મૃગા જો નેણી, સિંહલકી જેહની નાગસી વેણી ૫૦ રથમાં બેસી બાળક ધરાવે, બીજી પોતાનું ચીર સમરાવે; એમ અનુક્રમે નારી છે ઝાઝી, ગાય ગીત ને

થાય છે રાજી ૫૧ કોઈ કહે ધન્ય રાજુલ અવતાર, નેમ સરીખો પાપી ભરથાર, કોઈ કહે પુણ્ય નેમનું ભારી, તે થકી મળીયા રાજુલ નારી, ૫૨. એમ અન્યોન્ય વાદ વદે છે, મ્હોઢા મલકાવી વાતો કરે છે; કોઈ કહે અમે જઈશું વહેલી, બળદને ઘી પાઇશું પહેલી. ૫૩ કોઈ કહે અમારા બળદ છે ભારી, પહોચી ન શકે દેવ મોરારી; એવી વાતોના ગપોડા ચાલે, પોત પોતાના મગનમાં મહાલે ૫૪ બહોંતેર કળા ને બુદ્ધિ વિશાળ; નેમજી નાહીને ધરે શણગાર; પહેર્યાં પીતામ્બર જરકશી જામા, પાસે ઉભા છે નવસાહન મામા, ૫૫ માથે મુગટ તે હીરલે જડિયો, બહુ મુલો છે કસબીનો ઘડીયો; ભારે કુંડલ બહુમુલાં મોતી, શહેરની નારી નેમને જોતી. ૫૬ કંઠે નવસરે મોતીનો હાર, બાંધ્યાં બાજુબંધ નવ લાગી વાર; દશે આંગળીયે વેઢ ને વીંટી, ઝીણી દિસે છે સોનેરી લીંટી. ૫૭ હીરા બહુ જડિયા પાણીના તાજાં, કડાં સાંકળા પહેરે વરરાજા; મોતીનો તોરો મુગટમાં ઢળકે, બહુ મઝેથી કલંકી ચળકે. ૪૮ રાધાએ આવી આંખડી આંજી. બહુ ડાયો છે નવ જાય ભાંજી, કુંમ કુંમનું ટીલું કીધું છે ભાલે, ટપકું કસ્તુરી કેરૂં છે ગાલે. ૫૯ પાન સોપારી શ્રીફળ જોડે, ભરી પોસને ચડીઆ મોતીએ વધાવે. ૬૦ વાજાં વાગે ને નટારંભ થાય; નેમ વિવેકી તોરણ જાય; ધુંસળ મુસળને રવઈઓ લાવ્યા, પોંખવા કારણ સાસુજી આવ્યાં ૬૧ દેવ વિમાને જુએ છે ચડી, નેમ નહિ પરણે જાશે આ ઘડી; એવામાં કીધો પશુએ પોકાર, સાંભળો અરજી નેમ દયાળ. ૬૨ તમો પરણશો ચતુર સુજાણ, પરભાતે જાશે પશુઓના પ્રાણ, માટે દયાળુ

દયા મનમાં દાખો, આજ અમોને જીવતાં રાખો. ૬૩ આવો પશુઓનો સુણી પોકાર, છોડાવ્યા પશુઓ નેમ દયાળ, પાછા તો ફરીયા પરણ્યાજ નહી, કુંવારી કન્યા રાજુલ રહી; રાજુલ કહે છે ન સીધ્યા કાજ, દુશ્મન થયાં પશુડાં આજ; સાંભળો સર્વે રાજુલ કહે છે, હરણીને તિહાં ઓળંભો દે છે. ૬૫ ચંદ્રમાને તેં લંછન લગાડયું. સીતાનું હરણ તેંજ કરાવ્યું; મહારી વેળા તો કયાં થકી જાગી, નજર આગળથી જાને તું ભાગી. ૬૬ કરે વિલાપ રાજુલ રાણી, કર્મની ગતિ મેં તો ન જાણી; આઠ ભવની પ્રીતિને ઠેલી, નવમે ભવ કુંવારી મેલી. ૬૭ એવું નવ કરીએ નેમ નગીના, જાણું છું મન રંગના ભીના; તમારા ભાઈએ રણમાં રઝળાવી, તે તો નારી એ ઠેકાણે નાવી. ૬૮ તમો કુળતણો રાખો છો ધારો, આ ફેરે આવ્યો તમારો વારો; વરઘોડે ચડી મોટો જશ લીધો, પાછા વળીને ફજેતો કીધો. ૬૯ આંખ્યો અંજાવી પીઠી ચોળાવી, વરઘોડે ચડતા શરમ કેમ નાવી, મ્હોટે ઉપાડે જાન બનાવી, ભાભીઓ પાસે ગાણા ગવરાવી. ૭૦ એવા ઠાઠથી સર્વને લાવ્યા, સ્ત્રી પુરૂષોને ભલા ભમાવ્યા. ચાનક લાગે તો પાછેરા ફરજો, શુભ કારજ અમારૂં કરજો ૭૧ પાછા ન વળીયા એકજ ધ્યાન; દેવા માંડયું તીહાં વાસીજ દાન; દાલન દઈ ને વિચાર કીધો, શ્રાવણ સુદી છઠનો મુહુરત લીધો. ૭૨ દીક્ષા લીધી ત્યાં નવ લાગી વાર, સાથે મુનિવર એક હજાર, ગિરનારે જઈ ને કારજ કીધું, પંચાવન દહાડે કેવળ લીધું. ૭૩ પામ્યા વધાઈ રાજુલ રાણી, ચાગળું પાણી, નેમને જઈ ચરણે લાગી, પીઉજી પાસે મોક્ષ ત્યાં માગી. ૭૪ આપો કેવળ તમારી

કહાવું, હું તો શોકને જોવાને જાવું; દીક્ષા લઈને કારજ સીધ્યું. ઝટપટ પોતે કેવળ લીધું; ૭૫ મલ્યું અખંડએવાતણુ રાજ, ગયાં શિવસુંદરી જોવાને કાજ; સુદની આઠમ અષાડ ધારી, નેમજી વરીયા શિવવધુ નારી ૭૬ નેમ રાજુલની અખંડ ગતિ, વરણુવ કેમ થાય મારીજ મતિ; યથારથ કહું બુદ્ધિ પ્રમાણે, બેઉના સુખ તો કેવળ જાણે ૭૭ ગાશે ભણશે ને જે કાંઈ સાંભળશે, તેના મનોરથ પુરાં એ કરશે, સિદ્ધનું ધ્યાન હૃદયે જે ધરશે. તે તો શિવવધુ નિશ્ચય વરશે. ૭૮ સંવત ઓગણીશ શ્રાવણુ માસ, વદની પાંચમનો દિવસ ખાસ; વાર શુક્રનું ચોઘડીયું સારૂ, પ્રસન્ન થયું મનડું મારૂં ૭૯ ગામ ગાંગડના રાજા રામસીંગ, કીધો શલોકો મનને ઉછરંગ; મહાજનના ભાવ થકી મેં કીધો, વાંચી સલોકો સારો જશ લીધો ૮૦ શહેર ગુજરાત રહેવાશી જાણો, વીશાશ્રીમાળી નાત પ્રમાણ; પ્રભુ કૃપાથી નવનિધિ થાય, બેઉ કર જોડી સુરશશિ ગાય ૮૧ નામે દેવચંદ પણ સુરશશિ કહિએ, બેઉનો અર્થ એકજ લઈએ; દેવ સૂર્યને ચંદ્ર છે શશિ, વિશેષે વાણી હૃદયમાં વશી. ૮૨

---

# પ્રભુ દર્શન કરતી વખતે બોલવા યોગ્ય દુહા

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધ;
પ્રભુ દર્શનથી પામીયે, સકલ પદારથ સિદ્ધ. ૧
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન. ૨
જીવડા જીનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૩
ફુલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જીનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૪
વાડી ચંપો મોરિયો, સોવન પાંખડીએ;
પાર્શ્વ જિનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ. ૫
ત્રિભુવન નાયક તું ધણી, મહી મોટો મહારાજ;
મોટે પુન્યે પામીયો, તુમ દરિશન હું આજ. ૬
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટયા પુન્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યા, નાઠા દુઃખ દંદોલ. ૭
શાન્તિનાથજી સોળમા, જગ શાન્તિ સુખકાર;
શાન્ત ભાવે ભક્તિ કરે, તરત તરે ભવ પાર. ૮
દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષ સાધનમ્. ૯
આબુ અષ્ટાપદ ગિરનાર, સમેતશિખર શત્રુંજય સાર;
પાંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરૂં પ્રણામ. ૧૦

---

| માસ | | સૂર્ય ઉ. ક. મિ. | સૂર્ય અ. ક. મિ. | નવકારસી ક. મિ. | પોરસી ક. મિ. | સાઢપોર ક. મિ. | પૂરિમઢ્ઢ ક. મિ. | અવઢ્ઢ ક. મિ |
|---|---|---|---|---|---|---|---|---|
| જાન્યુઆરી | ૧ | ૭-૨૨ | ૬—૫ | ૮-૧૦ | ૧૦-૩ | ૧૧-૨૪ | ૧૨-૪૪ | ૩-૨૫ |
| ,, | ૧૬ | ૭-૨૫ | ૬-૧૫ | ૮-૧૩ | ૧૦-૮ | ૧૧-૨૯ | ૧૨-૫૦ | ૩-૩૩ |
| ફેબ્રુઆરી | ૧ | ૭-૨૧ | ૬-૨૭ | ૮—૯ | ૧૦-૮ | ૧૧-૩૧ | ૧૨-૫૪ | ૩-૪૧ |
| ,, | ૧૬ | ૭-૧૩ | ૬-૩૬ | ૮—૧ | ૧૦-૪ | ૧૧-૩૦ | ૧૨-૫૫ | ૩-૪૬ |
| માર્ચ | ૧ | ૭—૪ | ૬-૪૨ | ૭-૫૨ | ૯-૫૯ | ૧૧-૨૬ | ૧૨-૫૩ | ૩-૪૮ |
| ,, | ૧૬ | ૬-૫૦ | ૬-૪૮ | ૭-૩૮ | ૯-૫૦ | ૧૧-૨૦ | ૧૨-૪૯ | ૩-૪૯ |
| એપ્રીલ | ૧ | ૬-૩૪ | ૬-૫૪ | ૭-૨૨ | ૯-૩૯ | ૧૧-૧૨ | ૧૨-૪૪ | ૩-૪૯ |
| ,, | ૧૬ | ૬-૨૦ | ૭—૦ | ૭- ૮ | ૯-૩૦ | ૧૧—૫ | ૧૨-૪૦ | ૩-૫૦ |
| મે | ૧ | ૬—૮ | ૭—૬ | ૬-૫૬ | ૯-૨૩ | ૧૧—૦ | ૧૨-૩૭ | ૩-૫૨ |
| ,, | ૧૬ | ૬—૦ | ૭-૧૩ | ૬-૪૮ | ૯-૧૯ | ૧૦-૫૮ | ૧૨-૩૭ | ૩-૫૫ |
| જુન | ૧ | ૫-૫૫ | ૭-૨૦ | ૬-૪૩ | ૯-૧૭ | ૧૦-૫૮ | ૧૨-૩૮ | ૩-૫૯ |
| ,, | ૧૬ | ૫-૫૪ | ૭-૨૬ | ૬-૪૨ | ૯-૧૭ | ૧૦-૫૯ | ૧૨-૪૦ | ૪—૩ |
| જુલાઈ | ૧ | ૫-૫૮ | ૭-૨૯ | ૬-૪૩ | ૯-૨૧ | ૧૧—૩ | ૧૨-૪૪ | ૪—૭ |
| ,, | ૧૬ | ૬—૪ | ૭-૨૭ | ૬-૫૨ | ૯-૨૫ | ૧૧—૬ | ૧૨-૪૬ | ૪—૭ |
| ઓગષ્ટ | ૧ | ૬-૧૧ | ૭-૨૧ | ૬-૫૯ | ૯-૨૯ | ૧૧—૮ | ૧૨-૪૬ | ૪—૪ |
| ,, | ૧૬ | ૬-૧૭ | ૭-૧૧ | ૭—૫ | ૯-૩૧ | ૧૧—૮ | ૧૨-૪૪ | ૩-૫૮ |
| સપ્ટેમ્બર | ૧ | ૬-૨૩ | ૬-૫૭ | ૭-૧૧ | ૯-૩૨ | ૧૧—૬ | ૧૨-૪૦ | ૩-૪૯ |
| ,, | ૧૬ | ૬-૨૭ | ૬-૪૨ | ૭-૧૫ | ૯-૩૧ | ૧૧—૩ | ૧૨-૩૫ | ૩-૩૯ |
| ઓકટોમ્બર | ૧ | ૬-૩૩ | ૬-૨૭ | ૭-૨૧ | ૯-૩૨ | ૧૧—૧ | ૧૨-૩૦ | ૩-૨૯ |
| ,, | ૧૬ | ૬-૩૮ | ૬-૧૩ | ૭-૨૬ | ૯-૩૨ | ૧૧-૫૯ | ૧૨-૨૬ | ૩-૨૦ |
| નવેમ્બર | ૧ | ૬-૪૬ | ૬—૧ | ૭-૩૪ | ૯-૩૫ | ૧૧—૦ | ૧૨-૨૪ | ૩-૧૩ |
| ,, | ૧૬ | ૬-૫૫ | ૫-૫૮ | ૭-૪૩ | ૯-૪૦ | ૧૧—૩ | ૧૨-૨૫ | ૩-૧૦ |
| ડીસેમ્બર | ૧ | ૭—૫ | ૫-૫૨ | ૭-૫૩ | ૯-૪૭ | ૧૧—૮ | ૧૨-૨૯ | ૩-૧૧ |
| ,, | ૧૬ | ૭-૧૫ | ૫-૫૬ | ૮—૩ | ૯-૫૬ | ૧૧-૧૬ | ૧૨-૩૬ | ૩-૧૬ |

**સૂચના**-આ પચ્ચખ્ખાણુનો કોઠો ફક્ત અમદાવાદની ગણતરીનો છે. જેથી ગોધરા, વેજલપુર, લુણાવાડા, વડોદરા, ભરુચ, સુરત, ભાવનગર, પાલીતાણા, મહુવા, મહેસાણા, પાટણ, રાધનપુર, માઉન્ટ આબુ, શીરોહી, ઉદેપુર વગેરે ગામોવાળાઓએ તેમ જ તે તે ગામોની મર્યાદામાં આવતા દરેક ગામોવાળાઓએ ઉપરોક્ત કોઠાના વખતમાં પાંચ મિનિટ વધારીને પચ્ચખ્ખાણનો સમય ગણવો.